તા. ૦૫-૦૫-૨૦૧૦

કચ્છ, કચ્છીયત અને કચ્છીમાડુની અસ્મિતાનું દર્પણ

કચ્છ ઉદય

શ્રી સનાતન ધર્માય નમઃ

# શ્રી કચ્છ કડવા પાટીદાર સતપંથ સનાતન સમાજ ટ્રસ્ટ, પીરાણા દ્વારા તા. ૧-૫-૨૦૧૦ના શ્વેત પત્ર બાબતે અપાયેલ જાહેરાતનો

# સચોટ જવાબ

**૧. કચ્છ કડવા પાટીદાર સમાજનું વિભાજન :** સમાજનું વિભાજન શ્વેત પત્ર દ્વારા નથી થતું. સમાજનું વિભાજન તો ત્યારે જ થઇ ગયું હતું કે અમારી કેન્દ્રીય સમાજના સ્થાપક વડીલોએ પીરાણા સતપંથ મતનો સદંતર ત્યાગ કરી આપણો મૂળ સનાતન હિંદુ ધર્મનો અંગીકાર કરીને આ સમાજની સ્થાપના કરી હતી.

**૨. નાના મોટા સાંપ્રદાયિક ભેદભાવ :** શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજમાં સાંપ્રદાયિક ભેદભાવ કે વિવાદો છે જ નહિ. વિવાદો જે કોઇ સર્જાય છે તે સનાતન હિંદુ ધર્મ અને મુસ્લિમ પીર સૈયદ ઇમામશાહ બાવા પ્રેરિત સતપંથ ધર્મ વચ્ચે સર્જાયા છે. જે પીરાણા સતપંથ મતને લઇને જ્ઞાતિની ઓળખાણ મુમના મુસલમાન તરીકે થતી હતી. તેથી આપણા સમાજ સુધારક વડીલોએ તે પીરાણા સતપંથ મતનો સદાયને માટે ત્યાગ કરી જ્ઞાતિના મૂળ સનાતન હિંદુ ધર્મને જ્ઞાતિમાં પ્રસ્તાપિત કરવા માટે થઇને શ્રી અ.ભા.ક.ક.પાટીદાર સમાજની સ્થાપના કરી હતી તેથી આ સમાજ સનાતની સમાજ છે. બાકી પીરાણા સતપંથ ધર્મીઓની તો તેમની પોતાની વરસો જૂની સતપંથ સમાજ છે. છતાં પણ આ સમાજમાં રહીને સનાતની પ્રવાહમાં એક રસ થયા વગર નાહકના ધાર્મિક વિવાદો સર્જી રહ્યા છે અને તેને સાંપ્રદાયિક વિવાદો છે તેમ બતાવી સમગ્ર હિંદુ પ્રજાને ગેરમાર્ગે દોરી રહ્યા છે.

**૩. કેન્દ્રીય સમાજની સમાધાન સમિતિ :** આ સમિતિનું ગઠન એટલા માટે જ થયેલ કે સતપંથી ભાઇઓ દ્વારા છાશવારે કરવામાં આવતા કોર્ટ કેશો તેમજ ખોટી પોલીસ ફરિયાદો ત્વરીત પાછી ખેંચી લેવામાં આવે, પણ આનાથી વિપરીત જઇ પીરાણા સતપંથી ભાઇઓએ આવી સમાધાનની મિટિંગ વખતે જ તા. ૨૭-૦૨-૨૦૧૦ના દિવસે અમદાવાદથી પોલીસ તેડાવી સનાતની મુરબ્બી શ્રી રમેશભાઇ માવજી વાગડીયાની કેન્દ્રીય સમાજના સંકુલમાંથી ધરપકડ કરાવી સમાધાન સમિતિની ઇજ્જત રગદોળી નાખીને પીઠ પાછળ ઘા કર્યો. કારણ કે પીરાણા સતપંથ ધર્મીઓની સંપૂર્ણ આસ્થા તેની સતપંથ સમાજમાં જ છે. એવું હવે નિર્વિવાદ રીતે પુરવાર થાય છે. કારણ કે સનાતની સમાજનો કોઇ પણ સભ્ય પોતાની સમાજના મુખ્ય કાર્યાલય ઉપર આવી કલંકરૂપી કાર્યવાહી કરે નહીં.

**૪. ધનસુરાના ઠરાવો :** ધનસુરા મુકામે જે કોઇ ઠરાવો થયા તે સનાતની ભાઇઓના આંતરીક અને અંદરુની ઠરાવો હતા તેને સતપંથ સમાજ કે સતપંથ ધર્મીઓ સાથે કાંઇ જ લેવા દેવા નથી.

**૫. કેન્દ્રીય સમાજના બંધારણનું વાસ્તવિક અર્થઘટન :** કેન્દ્રીય સમાજના બંધારણનું વાસ્તવિક અર્થઘટન શું છે તે ઇરાનથી આવેલા સૈય્યદ પીર ઇમામ શાહ બાવા પ્રેરિત પીરાણા સતપંથ ધર્મ પાળતા ભાઇઓને શું ખબર પડે ? કારણ કે આ સમાજની સ્થાપના એવા સુધારક વડીલો દ્વારા કરવામાં આવી હતી કે જેમને એમ લાગેલું પીરાણા સતપંથ મત આપણી કડવા પાટીદાર જ્ઞાતિને લાયક મત નથી. એથી જ આ વડીલોએ તે સતપંથ મતનો હંમેશના માટે ત્યાગ કર્યો હતો. પણ દુઃખની વાત એ છે કે, આવા વડીલોની વાતને ધ્યાનમાં લીધા વગર જ્ઞાતિનો અમુક વર્ગ આજ દિવસ સુધી પીરાણા સતપંથ મતને વળગી રહ્યો. તે વર્ગ આ કેન્દ્રીય સમાજને આજ દિવસ સુધી વફાદાર રહ્યો નથી અને ફકત તેમના અહં પોસવા ખાતર અને જીદ્દી વલણને લઇને, ન કેવળ સનાતની હિંદુ કચ્છ કડવા પાટીદારોને પરંતુ સમગ્ર હિંદુ પ્રજાને ગુમરાહ કરી રહ્યા છે તેથી સમગ્ર હિંદુ પ્રજાએ ચેતવા જેવું છે. રમેશભાઇ માવજી વાગડીયા કેન્દ્રીય સમાજના બંધારણના વાસ્તવિક અર્થઘટનથી નારાજ નથી પણ બહુ જ ખુશ છે કારણ કે બંધારણનું વાસ્તવિક અર્થઘટન ઉપર મુજબનું છે.

**૬. સતપંથ સમાજની લાગણીઓ દુભાય એવા પ્રયત્નો :** આપણી કેન્દ્રીય સમાજ ૫૦ વરસ પુરા કરી અત્યારે સ્વર્ણિમ મહોત્સવ ઉજવવા જઇ રહ્યો છે ત્યારે જ્ઞાતિનો ઇતિહાસ તેમજ સમાજનો સાચો ઇતિહાસ જ્ઞાતિ સમક્ષ મુકવો તે કાંઇ ગુનો ન કહેવાય. આપણી જ્ઞાતિનો ઇતિહાસ ગૌરવશાળી ન હોય અને તે અમુક વર્ગના માણસો પસંદ ન કરતા હોય તેથી શું ઇતિહાસ બદલાવી નાખવો ? ૨૦૦૫માં રમેશભાઇ માવજી વાગડીયા એ જ્ઞાતિના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડેલ તેથી શું ખોટા કોર્ટ કેસો ઉભા કરવા અને ખુલ્લે આમ જ્ઞાતિ રીત રીવાજોની કલમ-૧૯નો ભંગ કરવો ? આવા કામો સતપંથી ભાઇઓ આદ્ય સુધારક નારાયણજી બાપાના વખતથી આજ સુધી કરતા આવ્યા છે.

તા. ૦૫-૦૫-૨૦૧૦

કચ્છ, કચ્છીયત અને કચ્છીમાડુની અસ્મિતાનું દર્પણ
કચ્છ ઉદય

શ્રી સનાતન ધર્માય નમઃ

# શ્રી કચ્છ કડવા પાટીદાર સતપંથ સનાતન સમાજ ટ્રસ્ટ, પીરાણા દ્વારા તા. ૧-૫-૨૦૧૦ના શ્વેત પત્ર બાબતે અપાયેલ જાહેરાતનો

# સચોટ જવાબ

**૧. કચ્છ કડવા પાટીદાર સમાજનું વિભાજન :** સમાજનું વિભાજન શ્વેત પત્ર દ્વારા નથી થતું. સમાજનું વિભાજન તો ત્યારે જ થઇ ગયું હતું કે અમારી કેન્દ્રીય સમાજના સ્થાપક વડીલોએ પીરાણા સતપંથ મતનો સદંતર ત્યાગ કરી આપણો મૂળ સનાતન હિંદુ ધર્મનો અંગીકાર કરીને આ સમાજની સ્થાપના કરી હતી.

**૨. નાના મોટા સાંપ્રદાયિક ભેદભાવ :** શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજમાં સાંપ્રદાયિક ભેદભાવ કે વિવાદો છે જ નહિ. વિવાદો જે કોઇ સર્જાય છે તે સનાતન હિંદુ ધર્મ અને મુસ્લિમ પીર સૈયદ ઇમામશાહ બાવા પ્રેરિત સતપંથ ધર્મ વચ્ચે સર્જાયા છે. જે પીરાણા સતપંથ મતને લઇને જ્ઞાતિની ઓળખાણ મુમના મુસલમાન તરીકે થતી હતી. તેથી આપણા સમાજ સુધારક વડીલોએ તે પીરાણા સતપંથ મતનો સદાયને માટે ત્યાગ કરી જ્ઞાતિના મૂળ સનાતન હિંદુ ધર્મને જ્ઞાતિમાં પ્રસ્તાપિત કરવા માટે થઇને શ્રી અ.ભા.ક.ક.પાટીદાર સમાજની સ્થાપના કરી હતી તેથી આ સમાજ સનાતની સમાજ છે. બાકી પીરાણા સતપંથ ધર્મીઓની તો તેમની પોતાની વરસો જૂની સતપંથ સમાજ છે. છતાં પણ આ સમાજમાં રહીને સનાતની પ્રવાહમાં એક રસ થયા વગર નાહકના ધાર્મિક વિવાદો સર્જી રહ્યા છે અને તેને સાંપ્રદાયિક વિવાદો છે તેમ બતાવી સમગ્ર હિંદુ પ્રજાને ગેરમાર્ગે દોરી રહ્યા છે.

**૩. કેન્દ્રીય સમાજની સમાધાન સમિતિ :** આ સમિતિનું ગઠન એટલા માટે જ થયેલ કે સતપંથી ભાઇઓ દ્વારા છાશવારે કરવામાં આવતા કોર્ટ કેશો તેમજ ખોટી પોલીસ ફરિયાદો ત્વરીત પાછી ખેંચી લેવામાં આવે, પણ આનાથી વિપરીત જઇ પીરાણા સતપંથી ભાઇઓએ આવી સમાધાનની મિટિંગ વખતે જ તા. ૨૭-૦૨-૨૦૧૦ના દિવસે અમદાવાદથી પોલીસ તેડાવી સનાતની મુરબ્બી શ્રી રમેશભાઇ માવજી વાગડીયાની કેન્દ્રીય સમાજના સંકુલમાંથી ધરપકડ કરાવી સમાધાન સમિતિની ઇજ્જત રગદોળી નાખીને પીઠ પાછળ ઘા કર્યો. કારણ કે પીરાણા સતપંથ ધર્મીઓની સંપૂર્ણ આસ્થા તેની સતપંથ સમાજમાં જ છે. એવું હવે નિર્વિવાદ રીતે પુરવાર થાય છે. કારણ કે સનાતની સમાજનો કોઇ પણ સભ્ય પોતાની સમાજના મુખ્ય કાર્યાલય ઉપર આવી કલંકરૂપી કાર્યવાહી કરે નહીં.

**૪. ધનસુરાના ઠરાવો :** ધનસુરા મુકામે જે કોઇ ઠરાવો થયા તે સનાતની ભાઇઓના આંતરીક અને અંદરુની ઠરાવો હતા તેને સતપંથ સમાજ કે સતપંથ ધર્મીઓ સાથે કાંઇ જ લેવા દેવા નથી.

**૫. કેન્દ્રીય સમાજના બંધારણનું વાસ્તવિક અર્થઘટન :** કેન્દ્રીય સમાજના બંધારણનું વાસ્તવિક અર્થઘટન શું છે તે ઇરાનથી આવેલા સૈય્યદ પીર ઇમામ શાહ બાવા પ્રેરિત પીરાણા સતપંથ ધર્મ પાળતા ભાઇઓને શું ખબર પડે ? કારણ કે આ સમાજની સ્થાપના એવા સુધારક વડીલો દ્વારા કરવામાં આવી હતી કે જેમને એમ લાગેલું પીરાણા સતપંથ મત આપણી કડવા પાટીદાર જ્ઞાતિને લાયક મત નથી. એથી જ આ વડીલોએ તે સતપંથ મતનો હંમેશના માટે ત્યાગ કર્યો હતો.પણ દુઃખની વાત એ છે કે, આવા વડીલોની વાતને ધ્યાનમાં લીધા વગર જ્ઞાતિનો અમુક વર્ગ આજ દિવસ સુધી પીરાણા સતપંથ મતને વળગી રહ્યો. તે વર્ગ આ કેન્દ્રીય સમાજને આજ દિવસ સુધી વફાદાર રહ્યો નથી અને ફકત તેમના અહં પોસવા ખાતર અને જીદ્દી વલણને લઇને, ન કેવળ સનાતની હિંદુ કચ્છ કડવા પાટીદારોને પરંતુ સમગ્ર હિંદુ પ્રજાને ગુમરાહ કરી રહ્યા છે તેથી સમગ્ર હિંદુ પ્રજાએ ચેતવા જેવું છે. રમેશભાઇ માવજી વાગડીયા કેન્દ્રીય સમાજના બંધારણના વાસ્તવિક અર્થઘટનથી નારાજ નથી પણ બહુ જ ખુશ છે કારણ કે બંધારણનું વાસ્તવિક અર્થઘટન ઉપર મુજબનું છે.

**૬. સતપંથ સમાજની લાગણીઓ દુભાય એવા પ્રયત્નો :** આપણી કેન્દ્રીય સમાજ ૫૦ વરસ પુરા કરી અત્યારે સ્વર્ણિમ મહોત્સવ ઉજવવા જઇ રહ્યો છે ત્યારે જ્ઞાતિનો ઇતિહાસ તેમજ સમાજનો સાચો ઇતિહાસ જ્ઞાતિ સમક્ષ મુકવો તે કાંઇ ગુનો ન કહેવાય. આપણી જ્ઞાતિનો ઇતિહાસ ગૌરવશાળી ન હોય અને તે અમુક વર્ગના માણસો પસંદ ન કરતા હોય તેથી શું ઇતિહાસ બદલાવી નાખવો ? ૨૦૦૫માં રમેશભાઇ માવજી વાગડીયા એ જ્ઞાતિના ઇતિહાસ ઉપર પ્રકાશ પાડેલ તેથી શું ખોટા કોર્ટ કેસો ઉભા કરવા અને ખુલ્લે આમ જ્ઞાતિ રીત રીવાજોની કલમ-૧૯નો ભંગ કરવો ? આવા કામો સતપંથી ભાઇઓ આદ્ય સુધારક નારાયણજી બાપાના વખતથી આજ સુધી કરતા આવ્યા છે.

**૬. સતપંથ સમાજની લાગણીઓ દુભાય એવા પ્રયત્નો :** આપણી કેન્દ્રીય સમાજ ૫૦ વરસ પુરા કરી અત્યારે સ્વર્ણિમ મહોત્સવ ઉજવવા જઈ રહ્યો છે ત્યારે જ્ઞાતિનો ઈતિહાસ તેમજ સમાજનો સાચો ઈતિહાસ જ્ઞાતિ સમક્ષ મુકવો તે કાંઇ ગુનો ન કહેવાય. આપણી જ્ઞાતિનો ઈતિહાસ ગૌરવશાળી ન હોય અને તે અમુક વર્ગના માણસો પસંદ ન કરતા હોય તેથી શું ઈતિહાસ બદલાવી નાખવો ? ૨૦૦૫માં રમેશભાઇ માવજી વાગડીયા એ જ્ઞાતિના ઈતિહાસ ઉપર પ્રકાશ પાડેલ તેથી શું ખોટા કોર્ટ કેસો ઉભા કરવા અને ખુલ્લે આમ જ્ઞાતિ રીત રીવાજોની કલમ-૧૯નો ભંગ કરવો ? આવા કામો સતપંથી ભાઈઓ આદ્ય સુધારક નારાયણજી બાપાના વખતથી આજ સુધી કરતા આવ્યા છે.

**૭. કેન્દ્રીય સમાજનું શ્વેત પત્ર અને વાસ્તવિકતા :** વર્તમાન પરિસ્થિતિને ધ્યાનમાં રાખી કેન્દ્રીય સમાજે શ્વેત પત્ર બહાર પાડ્યું તે સનાતન સમાજના દબાણ હેઠળ બહાર પાડ્યું તેમ કહેવું એ હાશ્યાસ્પદ બાબત છે કારણ કે સનાતન સમાજ એ કઇ સમાજ છે ? ભલા માણસ કેન્દ્રીય સમાજ જે એક સનાતની ઓળખ ધરાવતી સમાજ છે તેને અન્ય સમાજોના દબાણની જરૂરત રહેતી નથી. વધારેમાં શ્વેતપત્ર બહાર પાડવું તે કેન્દ્રીય સમાજનો પોતાનો અંગત મામલો છે. તેને અન્ય સમાજોની ભલામણની જરૂરત રહેતી નથી. બંધારણમાં સુધારા-વધારા કરવા તે પણ કેન્દ્રીય સમાજનો અબાધિત અધિકાર છે. તેમાં વિધર્મીઓની સમાજોએ દખલગીરી ન કરવી હિતવાહક હશે.

**૮. બેરિસ્ટર શ્રી વીરેન્દ્ર દ્વારા બનાવવામાં આવેલ બંધારણ :** કોઈપણ સમાજનું બંધારણ ધાર્મિક વિચારધારા વગર બનાવવામાં આવતું નથી. ધર્મ અને સમાજ એક જ સિક્કાની બંને બાજુઓ છે ધર્મ અને સમાજ કોઇ દિવસ જુદા હોઈ જ ન શકે. વિશ્વ માન્ય gujaratilexicon.com દ્વારા બહાર પાડવામાં આવેલ સમાજ શબ્દની સાચી વ્યાખ્યા પ્રમાણે ચોખ્ખું જણાવવામાં આવ્યું છે કે, સમાજ એને જ કહેવાય કે જ્યાં વ્યવસ્થિત લોકોનો જન સમુદાય;
(૧) એક જ ધર્મ પાળતો હોય;
(૨) એક જ રીત રીવાજ પાળતો હોય અને;
(૩) એક જ આચાર વિચારને વરેલો હોય.
તે પ્રમાણે આપણી કેન્દ્રીય સમાજ એક જ ધર્મ સનાતન હિંદુ ધર્મ પાળે છે, એક જ રીતી રીવાજ પાળે છે. અને તે એક જ આચાર વિચારને વરેલો છે તેથી તેમાં વિધર્મીઓને સ્થાન જ હોઇ ન શકે.

**૯. સમાજના સ્થાપક ટ્રસ્ટીઓ :** આ સમાજની રચના પહેલા આપણે સૌ જ્ઞાતિજનો ઈરાનથી આવેલા મુસ્લિમ સૈય્યદ ઇમામ શાહ બાવા પ્રેરિત પીરાણા સતપંથ મતમાં ભટકાયેલા હતા તેથી તેઓ સૌ સતપંથી હતા. તેથી એમ કહેવું કે આ સમાજની સ્થાપના સતપંથીઓ એ કરી છે તે એક ભૂલ ભરેલી ભ્રામક વાત છે. મૂળ હકીકત તો ઉપર ફકરા ૧ અને ૨માં આપ્યા પ્રમાણે આ સમાજની સ્થાપના એક સનાતની સમાજ તરીકેની થઇ છેતેમાં બે મત નથી.

**૧૦. બંધારણના નિયમ ૧ થી ૧૭ તથા ૧૮ અને ૧૯ :** સતપંથીઓ એનું અર્થઘટન કરે તે શું આખરી ? અરે પહેલા વાતને સમજો અને પછી લખો તો સારું. રીતી રીવાજોના નિયમ ૧થી ૧૭ સામાજીક છે પણ કલમ નંબર ૧૮ અને ૧૯ ધર્મને લગતી કલમો છે તેમાં ભલા માણસ કોઇ જ બાંધ છોડ ન થઇ શકે. એટલે એ ફરજીયાત બને છે. સભ્યના બાહ્ય આચરણો જન્મથી મરણોતર સુધી હિન્દુના હોવા જોઇએ. તે જ દર્શાવે છે. કે આ સમાજ સનાતન હિંદુ ધર્મીઓની સમાજ છે અને તેનો સભ્ય ફકત સનાતન હિંદુ પાળતો હોવો જોઇએ અને તેથી આ સમાજમાં વિધર્મીઓને કોઇ દિવસ સ્થાન આપી શકાય જ નહીં.

**૧૧. મુસ્લિમ સૈય્યદ ઇમામ શાહ બાવા પીરાણા સતપંથ :** એ સનાતન હિંદુ નો સંપ્રદાય નથી. એ એક ઇસ્લામના પેટામાં આવતો શિયા ધર્મનો એક ફાંટો છે તેવી વિશ્વ માન્ય ઇન્ટરનેટ www.wikipedia.org દ્વારા વ્યાખ્યા આપાયેલ છે. હિંદુ પ્રજાને વધારે આ બાબતે જાણવું હોય તો તે ઇન્ટરનેટની સાઇટમાં જઇને જાણી શકે છે.

**૧૨. સમાજને જોડવાનું અને તોડવાનું મિશન :** આપણી કેન્દ્રીય સમાજ એક સનાતની ઓળખ ધરાવતી સમાજ છે અને તે દરેક સનાતનીઓને જોડવાનું કામ કરે છે. સતપંથ સમાજ તો એક પ્રતિસ્પર્ધી સમાજ છે. તેના સભ્યો સતપંથ ધર્મ પાળતા હોવાથી કેન્દ્રીય સમાજને કોઇ દિવસ વફાદાર રહ્યા નથી અને ભવિષ્યમાં રહી જ નહીં શકે. હવે ઘણું થયું સતપંથીઓની શ્રદ્ધા પીરાણા સતપંથ ધર્મમાં હોય તો તેઓને નમસ્કાર છે અને તેઓ ત્યાં જ રહી તેમની શ્રદ્ધા અને વફાદારી કાયમ રાખે અને સનાતની ઓળખ ધરાવતી આ કેન્દ્રીય સમાજમાં દખલગીરી કરવાનું બંધ કરે. હવે પછી તેઓને રહેવું હોય તો સમાજના સનાતની પ્રવાહમાં ભળી જઇ સમાજે બહાર પડેલ શ્વેતપત્રને માન આપી સમાજમાં રહેવું યોગ્ય ગણાશે.

**૧૩. કેન્દ્રીય સમાજમાં બહુમતી કે લઘુમતી તેવો પ્રશ્ન નથી :** ઉપરોકત મુદ્દાને ધ્યાનમાં રાખીને એ વાત પુરવાર થાય છે કે આપણી કેન્દ્રીય સમાજ એક સનાતન ધર્મીઓની સમાજ છે અને તે ફકત અને ફકત સનાતન ધર્મીઓના હિતોની રક્ષા કરવા માટે જ બનાવવામાં આવેલ એક સમાજ છે તેથી તે સમાજમાં ફકત સનાતન હિંદુ ધર્મીઓ જ રહી શકે અને વિધર્મીઓનું આ સમાજમાં સ્થાન ન જ હોય.

**૧૪. સ્વર્ણિમ મહોત્સવ :** સ્વર્ણિમ મહોત્સવ પહેલા કેન્દ્રીય સમાજની અસાધારણ સામાન્ય સભા તા. ૭-૫-૨૦૧૦ના દિવસે રાખવામાં આવેલ છે તેથી તા. ૭-૫-૨૦૧૦થી તા. ૧૨-૫-૨૦૧૦ દરમ્યાન દરેક સનાતની ભાઈઓ તન-મન-ધનથી ભાગ લે એવી સૌ સનાતનીઓને નમ્ર વિનંતી.

**અ.ભા.ક.ક. પાટીદાર સનાતન ધર્મ જાગૃતિ સમિતિ**

**(૧) પ્રેમજી ભાણજી કેશરાણી**

**(૨) રતનશી લાલજી પટેલ**

V.GOR





મુંબઇ: પાઇપ ઉત્પાદક વેલસ્પન- ગુજરાત સ્ટાહલ રોહરેને મંગળવારે જણાવ્યું હતું કે સાઉદી અરબ સ્થિત પાઇપ ફેસિલીટી અને એક પાઇપ કોટિંગ ફેસિલિટીમાં બહુમતી હિસ્સો ખરીદશે. કંપની તેની પેટા કંપની મારફતે સાઉદી અરેબિયાની કંપનીમાં હિસ્સો ખરીદશે. સાઉદી અરેબિયાની કંપનીના બોર્ડે મંગળવારે મળેલી બેઠકમાં આ દરખાસ્તને મંજુરી આપી હતી, એમ વેલસ્પન- ગુજરાત સ્ટાહલ રોહરેનને એક નિવેદનમાં બોમ્બે સ્ટોક એકસચેન્જને જણાવ્યુ હતું. જો કે કંપનીએ લક્ષિત કંપનીનું નામ અને નાણાકીય વિગત નહોતી જણાવી.

## બળદિયાના યુવાનને માર મારતા બે શખ્સો સામે એટ્રોસીટી

ભુજ : તાલુકાના બળદિયા ગામે રહેતા યુવાન ઉપર પોલીસને બાતમી આપતો હોવાનો વહેમ રાખી બે શખ્સોએ માર મારી જાતિ અપમાનિત કરતા ગુન્હો નોંધાવવા પામ્યો હતો.

પ્રાપ્ત થતી વિગતો મુજબ તેમજ માલશી પેથા બોખાણી (રહે. બળદિયા તા.ભુજ)ની ફરિયાદને ટાંકીને પોલીસે વિગતો આપતા જણાવેલ કે બળદિયા ગામે રહેતા કિશોર નારણ સથવારા તથા દેવજી માલા આહીરે તેઓ પોલીસને તેમના વિરૂદ્ધની બાતમી આપતો હોવાના લીધે પોલીસે અમારા ઉપર કેસ કરેલ છે તેવો વહેમ રાખી બન્ને શખ્સોએ તેઓને માર મારી જાતિ પ્રત્યે અપમાનિત કરી જાનથી મારી નાખવાની ધમકી આપતા તાલુકા પોલીસે આરોપીઓ સામે એટ્રોસીટીની કલમો તળે ગુન્હો નોંધી ભુજના નાયબ પોલીસ અધિક્ષક આર.ડી. બરંડાએ તપાસ હાથ ધરી હતી.

## અદાણી હવે સિક્યુરિટીસ ઈસ્યુથી રકમ ઉભી કરશે

*મુંબઈ : અદાણી ગ્રુપની ફ્લેગશીપ કંપની અદાણી એન્ટરપ્રાઈઝે જણાવ્યું છે કે તે સિક્યુરિટીસ ઈસ્યુ મારફતે ૪૦૦૦ કરોડ રૂપિયા ઉભા કરવાની યોજના ધરાવે છે. સ્થાનિક બજારમાં અથવા તો વૈશ્વિક બજારમાં સિક્યુરિટીસ ઈસ્યુ મારફતે આ રકમ ઉભી કરવામાં આવશે.*

*કંપનીના બોર્ડે મિટિંગમાં ફંડ એકત્રિત કરવા માટે તેની મંજૂરી આપી દીધી છે. અદાણી એન્ટરપ્રાઈઝે બીએસઈ ફાઈલીંગમાં આ મુજબની માહિતી આપી છે.*

## મરણ નોંધ

માંડવી : ડો.પ્રબોધ (ઉ.વ.૬૦) તે સ્વ. પુરૂષોતમ લધારામ જોષી (સુમરી રોહા વારા) ના પુત્ર, તે સ્વ. ડો.ભાઈલાલ(નરેડી) ડો. મહેન્દ્ર(માંડવી), સ્વ. ડો.ખરાશંકર (મોથાળા), સ્વ.નિર્મલાબેન નરભેરામ ધોલી (કલકતા) તથા સ્વ.મંજુલાબેનના નાના ભાઈ, નખત્રાણાનાં સ્વ.વિશ્વનાથ ગૌરીશંકર જોષીનાં મોટા જમાઈ, સંજય કુમાર (પલીવાળ)નાં સસરા તથા હેમંત, ભરત, ઉર્વશીના પિતા તા. ૪-૫-૨૦૧૦ના માંડવી મધ્યે સ્વર્ગવાસી થયેલ છે તેમની પ્રાર્થનાસભા સારસ્વતવાડી સાંજીપડી મધ્યે તા. ૬-૫-૧૦ ગુરૂવારે સાંજે ૪થી ૫ વાગ્યે.

એસ.તિર્થાણીએ કર્યું હતું. આભારવિધી ચેમ્બરના ઉપપ્રમુખ વિધુત બુચએ કરી હતી. અગાઉ, ઈફકોના એક્ઝીક્યુટીવ ડાયરેક્ટર એલ.મુરૂગપ્પન, એસ.આર.સી. લી.ના શ્રી સાજનાણી, ચેમ્બરના

આંતરરાષ્ટ્રીય મહામંત્રી ડો. પ્રવિણ તોગડીયાને પખવાડિયા પૂર્વે સીટનું તેડું આવ્યું હતું પણ તેઓ ગયા ન્હોતા હવે તા. ૧૦મીએ તેઓ સીટ સમક્ષ હાજર થશે એવું અંતરંગ વર્તુળોએ જણાવ્યું છે.

## ટાઈટલ ક્લિયરન્સ અંગેની જાહેર નોટિસ

**આથી સર્વેને જણાવવાનું કે, ડીસ્ટ્રીકટ કચ્છ સબ ડિસ્ટ્રીકટ અંજારના અંજાર સીમ વિસ્તારમાં આવેલ રે. સર્વે નં. ૪૭૨/૨ પૈકી જમીન એકર ૧૮-૦૦ ગુંઠાવાળી વાણિજ્ય હેતુમાં ફેરવાયેલ બિનખેતી જમીન પ્લોટ નં. ૪૩, ક્ષેત્રફળ ૭૫૮.૫૦ ચો.મી.ના ટાઈટલ ક્લિયરન્સ સર્ટિફિકેટ અંગેની માંગણી હિંમતલાલ નારણભાઈ પંચોલી તરફથી અમારી પાસે કરવામાં આવેલ છે, તો આ મિલકત પર અન્ય કોઈનો હક્ક, હિસ્સો કે બોજો હોય તો આ નોટિસ પ્રસિદ્ધ થયેથી દિવસ રોજ ૫ (પાંચ)માં જરૂરી આધાર-પુરાવા સાથે અમારો સંપર્ક કરવો અન્યથા આ મિલકતના ટાઈટલ ક્લિયર હોવા અંગેનું સર્ટિફિકેટ અમારા તરફથી ઈસ્યૂ કરી આપવામાં આવશે. જેની નોંધ લેવી.**

**કિરણ ડી. પટેલ (એડવોકેટ)**
**૧૧૨, નગરપાલિકા કોમ્પ્લેક્ષ,**
**એસ. ટી. બસ સ્ટેશન સામે, અંજાર (કચ્છ)**
**મો. ૯૮૨૪૫ ૪૫૩૨૮**

# સતપંથીઓના ભ્રામક પ્રચારથી ચેતો....

## નિષ્કલંકી નારાયણની સાચી ઓળખ

ઈરાનથી ભારત દેશમાં આવેલ પીર સદરૂદ્દીનના પોત્ર ઈમામુદ્દીનને (ઈમામશાહ) પોતાના દાદા દ્વારા સ્થાપિત 'સતપંથ'નો ફેલાવો વધારવાનો નિર્ધાર કર્યો અને હિન્દુઓને વટલાવવા માટે હિન્દુઓના ધાર્મિક શાસ્ત્રો જેવા કે વેદ, ઉપનીષદો, પુરાણો વગેરેનો ગહન અભ્યાસ કર્યા બાદ આવા શાસ્ત્રો અને પવિત્ર પુસ્તકોનું પોતાની રીતે ઈસ્લામીકરણ કર્યુ. આવી રીતે ઈસ્લામીકરણની પ્રક્રિયામાં ઈમામ શાહે હિન્દુઓ દ્વારા જે ભગવાન વિષ્ણુના "દશાવતાર"ને માન્યતા આપેલ છે તે તમામ અવતારો પોતાની ઈસ્લામી શૈલીમાં ફરીથી લખ્યા અને આ અવતારોનું પણ ઈસ્લામીકરણ કર્યું. તે પૈકીના છેલ્લા અવતાર 'કલ્કી'નું પણ ઈસ્લામીકરણ કરી નકલંકી નારાયણ (વિષ્ણુ) એવું કાલ્પનિક નામ ફક્ત સતપંથીઓના લાભાર્થે અને હિન્દુઓને ગેરમાર્ગે દોરવાના હેતુસર પ્રચલીત કર્યું.

ઈમામ શાહે નકલંક નારાયણનો જન્મ થઈ ગયો છે એમ કહ્યું છે અને તે યોગ્ય સમયે પ્રજાજનો સમક્ષ આવશે તેવું જણાવ્યું છે. આ નકલન્કીની ઓળખ આપતી વખતે ઈમામ શાહ બાવાએ જણાવ્યું છે કે, આ નિષ્કલંકી નારાયણ બીજું કોઈ નથી પરંતુ ઈસ્લામના સ્થાપક **હઝરત મહમ્મદ પૈગમ્બરના જમાઈ હઝરત અલી એજ નિષ્કલંકી નારાયણ છે.** હિન્દુઓની **આદ્યશક્તિ** જે જુદા જુદા નામે જેવા કે દુર્ગા, ભવાની, કાલિકા, ઉમા, અંબિકા, ભવાની વગેરે તે બીજું કોઈ નથી પરંતુ નિષ્કલંકી નારાયણ **(હઝરત અલી)ની પત્ની બીવી ફાતિમા છે.**

www.ismaili.net/source/0723/0723ie.html ને આધારે મોટો દશાવતાર : રચનાર સઈયદ ઈમામશાહ (ગુજરાતીમાં) પ્રગટ કરનાર મુખી લાલજીભાઈ દેવરાજ - સંવત ૧૯૮૦ સને ૧૯૨૩ના આધારે.

॥ શ્રી સનાતન ધર્માય નમઃ ॥

**- સત્યનો પ્રકાશ -**

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ જયારે તેનો સ્વર્ણિમ મહોત્સવ ઉજવવા જઈ રહ્યો છે ત્યારે સમગ્ર પ્રજાજનોને જાણ થાય તે હેતુસર નીચે મુજબની માહિતીઓ આપવી છે. આ માહિતીઓ કોઈ વ્યક્તિ કે સમાજ તરફથી બનાવવામાં આવી નથી. આજના કોમ્પ્યુટર તેમજ ઈન્ટરનેટ યુગમાં અમેરિકાની વિશ્વ માન્ય સંસ્થા **Wikipedia.org** તેમજ **gujaratilexicon.com** દ્વારા સમગ્ર દુનિયામાં પ્રસારીત કરવામાં આવેલ છે.

I. **www.gujaratilexicon.com** પ્રમાણે:

૧. **'સતપંથી'** શબ્દની વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

અ. ખોજા.મુસલમાનોના પંથનું કે તેને લાગતું.

બ. જે કણબીઓ ગુજરાત, કચ્છ અને ખાનદેશમાં ફેલાયા તેઓને આશરે ૫૦૦ વર્ષ પહેલા સૈય્યદ ઈમામ શાહ નામના ઈસ્લામ પીરે શિયા મુસલમાન બનાવ્યા એવું કહેવાય છે. અમદાવાદ, નવસારી અને બર્હાનપુરની મુસલમાની પીરોની અને અર્ધા મુસલમાન જેવા છે. તેઓ રોજા (ચંદ્ર) રાખે છે અને દિવાળી હોળી વગેરે પાળે છે.

૨. **'મુમના'** શબ્દની વ્યાખ્યા નીચે પ્રમાણેની છે:

કણબીની એક જાત જે પીરાણા પંથમાં મુસલમાન ધર્મમાં ગયેલા હિન્દુઓની એક જાતી. પીરાણાની સૈય્યદ ઈમામ શાહએ હિંદુ કોમના માણસોને મુસલમાન બનાવ્યા તે જ્ઞાતિ એ લોકો રીત રિવાજમાં અર્ધા હિંદુ અને અર્ધા મુસલમાન માફક રહે છે.

૩. **'ઈમામશાહ'** કોણ હતા:

અ. ઈ.સ. ૧૪૯૯માં ઈરાનથી ગુજરાતમાં આવેલા પીરાણા પંથના સ્થાપક.

બ. પીરાણા અગર કાકા પંથના સ્થાપક એ નામના મુસલમાની સૈય્યદ તે ખોજાની પીર સદરૂદ્દીનના પોત્ર હતા. તે અમદાવાદના બાદશાહ મહમદશાહની દીકરીને પરણ્યા હતા.

**II www.wikipedia.org** પ્રમાણે:

'સતપંથ' શબ્દની વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

Satpanth is a subgroup of Nizari Ismailism and Ismaili Sufism formed by conversions from Hinduism 700 years ago by Pir Sadruddin (1290-1367) and 600 years ago in the 15 th century by his grandson Pir Imam Shah (1430-1520). ... There are villages in Gujarat which are totally 'Satpanthi' such as pirana near Ahmedabad where Imam Shah is buried.

જાહેર જનતા ગેરમાર્ગે ન દોરાય તે અર્થે પ્રસિદ્ધ કરતા શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ભાઈઓ.

**પ્રેમજી ભાણજી કેશરાણી**
**રતનશી લાલજી પટેલ**

વી.ગોર